# પ્રેમ-સુંદરની વારતા.



દો. રો.

પ્રેમ તણું પ્રતિબિંબ આ, વાંચી થાઓ મગન,
દેખો પ્રેમી મિત્ર આ, પ્રેમ સુંદરનું મન



છપાવી પ્રગટ કરનાર

બુકસેલર મુલચંદ નાનચંદ ભાવનગરી

મુંબઇ

શાંન્તિ સુધાકર 'પ્રેમ.'

સંવત ૧૯૬૦ સને ૧૯૦૪

કીંમત રૂા૦ ૦-૧-૦

# પ્યારી સુંદરને બાઈસીકલ પર નશાડી જનાર પ્રેમચંદની રસીલી નવીન વારતા.



પ્રથમ વખાણુ પરમેશ્વરના કે જેણે આ સરવે સંસારમા અનેક તરેહની વસ્તુઓ ઉત્પન કરી છે

સુરત શેહેરમા એક હીરાચંદ કરીને મોટો શેઠીઓ હતો કે જેમની મુંબાઈ, ચીન, કલકત્તા, રંગુન, સીયામ, નાતાલ, મોરીસ વીગેરે તમામ બંદરો ઉપર મોટી પેડીઓ હતી અને ૩૯૯ તો આગબોટો ચાલતી અને ઘરની ૫૦ તો મીલો હતી અને અપાર પઇસો હતો એક દીવસે શેઠ પોતાની પેડી ઉપર હીસાબ તપાસતા હતા એવામા એક ગુમાસ્તાએ શેઠને ખબર આપી કે તમારે ઘેર શેઠાણીને ઇશ્વર કૃપાથી પુત્ર અવતરયો છે આ ખબર સાભળતાની સાથેજ શેઠ તો અપાર ખુશી થઇ ગયા હીસાબ તપાસવો બંધ કરીને પોતાના નામ પ્રમાણે હજારો રૂપીઆની દોલત લોકોને ઇનામમા આપવા લાગ્યા શેઠને ઘેર છોકરો થયાની ખબર સાભળી વાજા વાલા તથા આવાળા નગારચી ભાટ ભવઇયા રંડી ગવઈયા હીજડા ભાંડ બ્રાહ્મણ વીગેરે શેહેર ॥ તમામ માગણ વરણ શેઠને ઘેર ભેગી થઇ અને તે દહાડે મોકળા હાથ કરીને એટલી તો દોલત માગણ લોકોને લુટાવી દીધી કે આ વાત સાભળી સુરતનો નવાબ પણ સરમાઇ ગયો પછી જોશીઓએ આવી જન્મ પતરીકા લખીને તે છોકરાનુ પ્રેમચંદ નામ રાખ્યું પ્રેમચંદભાઇ તો દહાડે દહાડે મોટા થવા લાગ્યા અને પોતાની ૧૭ વરસની ... ક અને વીલાયતની એલ. એલ.

બી ની પરીક્ષામાં પાસ થઇ સુરત તાપી નદીને કીનારે પોતાના બાપના બાંધેલા બગીચાના બંગલામા રહી પોતે સોખીન હોવાથી ઇંગલીશ તથા દેશી ગાયનોમાં હોશીયાર થઇ ફીડલ, ગીતાર, કોન સરટીના એકોડીયન, હારમોનીયમ, પ્યાના, તબલા સીતાર વીગેરેમ ઉસ્તાદ બન્યા ક્રીકેટમા મોટા માસ્તર કહેવાઇ મુંબઇ પુના વીગેરેમ મોટી મોટી મેચો જીત્યા, એવામાં પોતાના પીતાશ્રી હીરાચંદ શે સ્વરગવાસી થવાથી તેમના પાછળ ૨૧ વાર નાત જમાડી તથા તરાં ણુવાર તમામ શેહેરની અઢારે વરણના લોકોને જમાડી મોટુ નામક કરયું કારજ થયા બાદ એક મોટી મીટીંગ મળી તેમા તમામ શેહેરન સદગ્રહસ્થોએ તથા યુરોપીયન અને દેશી ઓફીસરોએ ભાગ લેઇ મેહેરબાન કલેક્ટર સાહેબે મરહુમ શેઠ હીરાચંદની સરવે મીલકતના વારસ બનાવી પ્રેમચંદ શેઠને સઘળો અધીકાર સોપ્યો.

સભા બરખાસ્ત થઈ બધા પોતપોતાને ઘેર ગયા પ્રેમચંદ શેઠે પોતાનો તમામ કારોબાર મોટા મુનીમ નેમચંદને સોપી પોતે તે તેજ પોતાના બંગલામા રહેવાનુ નકી કરયું શેઠની માતુશ્રીએ પ્રેમ ચંદને પરણાવવાની તઇયારી ક એટલે પ્રેમચંદે તરત પોતાની માતુશ્રીને કાગળ લખી ખબર આપી કે મેં વીસ વરસની ઉમર અં દર પરણવુ નહી એમ નેમ લીધો છે માટે હાલ કાંઇ ખટપટ કરશો નહીં મારી વીસ વરસની ઉમર થયા બાદ થઈ રહેશે.

આ સાંભળી હરકોર શેઠાણી પણ ચુપ થઇ ગયા પ્રેમચંદ શેઠ ને બાઇસીકલનો સોખ લાગવાથી કલકતાના વાછા બ્રધર્સ કમ્પનીન ટેલીગ્રામથી ખબર આપી રૂપીયા બે હજારની એક બાઈસીકલ મ ગાવી તે ઉપર બેસી સાંજ સવાર સુરત જેવા રંગીલા શેહેરમા ફ

રવાનો નીયમ રાખ્યો એક દીવસનો સમય એવો બન્યો કે સવારના પ્રેમચંદ શેઠનુ ભપકાબંધ બાઇસીકલ ઉપર બેસીને મીનાસની વાડી આગળથી નીકળવુ અને વાડીમા રહેતી કસ્તુરચંદ શેઠની પુત્રી મણીગવરીનુ આશક થઇ પોતાના દાસી સાથે ચીઠી લખીને પ્રેમચંદને તેડી પોતાને લાગેલા મોહની હકીકત જાહેર કરી અને મણીગવરીના ચંદ્રમુખના મીઠી વાણી સાભળી પ્રેમચંદ પણ બેભાન થઇ ગયો એક કલાક સુધી વાડીના બંગલામા ઉભા રહી ખુબ વાતો કરી પછી પ્રેમચંદ રજા લેઇ પોતાને બંગલે ગયા પણ ચેન પડે નહી પછી તો પ્રેમચંદ શેઠ સાંજ સવાર મણીગવરી પાસે જવા લાગ્યા તે વતની સઘળા શેહેરમા ચરચા ફેલાઈ એટલે કસ્તુરચંદ શેઠે વાડીના દરવાજા ઉપર મોટા મોટા ભઈયા નોકર રાખ્યા ને તેમને તાકીદ આપી કે કોઇ પણ વાડીમા જવા પામે નહી એટલે ભઇવનજી તો મોટી મોટી ડાગો ઝાલીને બેઠા કે, અબ કહુન મુસર આવતહે તેહેકા દેખલઉંત એટલે પછી તો પ્રેમચંદ શેઠનુ જવુ બંધ થયુ અને આ તરફ મણીગવરી પણ ગભરાઇ.

એક દીવસે મધરાતે પ્રેમચંદ શેઠ ઓચીતા જાગી ઉઠયા અને બાઇસીકલ ઉપર સવાર થઇ વાડીને ઝાપે પેહેરો ભરનાર ચારે ભઈયાને હજાર હજાર રૂપીયાની નોટો લાચ આપી બંગલામા દાખલ થઇ જુએ છે કે વીજલી લેમ્પ સલગી રહયો છે અને છત્રીપલંગ ઉપર ચત્તી થઈને મણીગવરી શણગાર સજી નીંદ્રાને વશ થઇ સુતી છે એવામા મણીગવરી ઉંઘમા એવો સ્વપ્ન જુએ છે કે જાણે પાતે કોઇ બગીચામા સેલ કરવા ગઇ છે ને તેનો નાહાનો ભાઇ ચમનલાલ તેનો હાથ ઝાલીને ખેંચે છે એટલામા ઇશકમા ચકચુર

..નેલા પ્રેમચંદે પ્રેમના જોસ્સામાં ઉભરાઇ જઇ જોબન લુટવાની આશાથી મણીગવરીનો હાથ ઝાલ્યો અને મણીગવરી સ્વપ્નાને વશ થયેલી હોવાથી પોતાનો ભાઇ જાણી ઉંઘમાં કહેવા લાગી હે ભાઇ જવા દે હે ભાઇ રહેવાદે આ વાત સાભળતાની સાથેજ પ્રેમચંદ શરમાઇને પલંગ હેઠો જઇને ઉભો રહયો પછી મણીગવરી જાગી ઉઠી ને પ્રેમચદને ઓળખીને ગળે વળગી પડી ત્યારે પ્રેમચંદ બો લ્યો મારી પ્યારી બેન શુ કહો છો મણીગવરી આ સાભળી બોલી કે હે મારા પ્રાણ પ્યારા દુખ હરનારા આ શું વેણ વદોછો મારા મનની કેમ હોશ તોડો છો હું દુસ્ટ નીંદ્રાને વશ થઈ સ્વપ્નામા જા ણે મારા ચીમનલાલ ભાઈએ હાથ ઝાલ્યો હોય તેમ જાણી મારા મુખથી ચીમનલાલને ભાઇનો વેણ નીકળી ગયો તેમા તમે કેમ આ દાશીપર કોપાયમાન થઇ રંગમા ભંગ પાડો છો. આ સાભળી પ્રેમચંદ બોલ્યો. મણીગવરી ખરા મા બાપના દીકરાનુ એજ ધરમ છે કે જે મુખમાથી વેણ નીકળે તેને પાળવો તારા મોમાંથી ભાઈનો વેણ નીકળયો એટલે હુ તારો ખરો ભાઇ થઇ ચુકયો અને તું મા રી મા જણી બેન કરતા પણ અધીક પ્યારી બેન છે હવે મનની મનમા રહી બીજી કાઈ હવે આશા રાખીશ નહી ખરા મનથી અને પાક દાનતથી તુ મારા પર હેત રાખ હું તારા શોભાયમાન મુખડાનો આશક છુ બીજી કાંઇ પણ વાતની હવે હું દરકાર રાખતો નથી" એમ વાતુ કરતા સવાર પડી ગઇ એટલે પ્રેમચંદે કસ્તુરચંદ શેઠને વાડીમાં બોલાવી પોતાની હકીગતથી જાહેર કરી કસ્તુરચંદનો ખો ટો વેહેમ દુર કરી મણીગવરીને બેન કહી બોલાવી આ વાતથી ખુ શી થઇ કસ્તુરચંદે પ્રેમચંદને મણીગવરી સાથે મળવાનો હુકમ ફુલ પવર ઓરડર આપી દીધો થોડાક દીવસ પછી હેદરાબાદના ની

ગ્રામ સરકારને ગ્રાન્ટ કમાન્ડર સ્ટાર ઓફ ધી ઇંડીયાનો ચાન્સ લવાનો હોવાથી મુંબઈમા મોટુ સંગરસ્તાન ભરાયુ અને તમામ ઇ ડીયાના રાજા, નવાબો, ગવરનરો તથા વાઇસરોય ઓફ ઈંડીયા પણ મુંબઇમા પધારયા તેમા આમંત્રણ થવાથી પ્રેમચદ શેઠ પણ મણી ગવરીની પાસે રજા લેઈ મુંબઇ ગયા અને બોરીબંદર ઉપર રોજ નો એક હજાર રૂપીયા ભાડાનો બંગલો લેઇને રહ્યા.

અહીં પ્રેમચંદ શેઠ દરરોજ સાંજના રબરના બુટ રેશમી રટે, કીગ, કીમતી કોટ, પાટલુન, વેસકોટ, ખમીશ પેહેરી ઝવેરાતને, કંઠો હીરાની વીટી સોનાની હેન્ડ વોચ પથરના ચસમા લગાડી મા થાપરના વાળોને ઇગરેજી ફેસીનના ઓળી બે હજાર રૂપીયાની જ રદોરી ટોપી માથે વાકી ગુકી કલકતા વાળા બ્રધરસ કમ્પનીની બાઈસીકલ કે જેના અંદર બેટરીના જોરથી મેજીકલ રલીગ બોકસ મા ઇગરેજી ટયુવીન વાગી રહયો છે વીજલીની લેમ્પ સલગી રહી છે તેના ઉપર સવાર થઇ ફરવા નીકલે તે વખતે તમામ મુંબઇના લોકો પ્રેમચંદને જોવા આતુર બની રહે

મુંબઈના શેઠ પદમગીની પુત્રી સુંદર કે જે ફેમેલી ટ્રેનીગ કોલેજમા અભ્યાસ કરવા શારૂ ચોપાટીપર દરીયા કીનારે બંગલામા રહેતી હતી તે દરરોજ સાંજના હવા ખાવા પોતાના બંગલા ઉપર બેસીને પ્રેમચદ શેઠને બાઈસીકલ ઉપર જોઇને મોહીત થઇ. પ્રેમ ચદના ચંદ્રમુખી બાણે સુદરના કાલજાને છેદન કરી દુખ દરીયે ગોતા ખાતી કરી પણ સુંદરે હીમત રાખી એક રૂમાલ ભરતર કા મનો ભરી તેના ઉપર એક દુવો લખ્યો.

## દોહોરો

ઘણા દીનર્થા દીન દાશી તમારી, તમારા વિયોગે રહે દુખ ભારી,
હવે વાચી મિઠી લખેલી રૂમાલે, વેહેલા ઉઠી આવજો નાથ કાલે

સુંદરે રૂમાલ તઇયાર કરી રોજના નીયમસર બંગલાની બારીમા આવીને ઉભી રહી અને પરેમચંદ પણ રોજના ધારા પ્રમાણે બાઇસીકલ દોડાવતા ચોપાટીની સડકે બંગલાની નીચેથી નીકળયા એટલે રૂમાલની દડી કરી સુંદરે પરેમચંદનો છાતી ઉપર મારી તેથી પરેમચંદે તરત ઉંચી નજર કરી સુંદરને જોઈ અને સુંદરે હસ્તે મોહોડે પરમેચંદને આખની ઈસારત મારી. સુંદરના જોબનની ખુબી જોઇ પરેમચંદ ઘેલા થઇ ગયા પરતું બાઇસીકલપરથી ઉઠાવી દોહોરો વાચી રૂમાલ ખીશામા રાખી બંગલામા જવાનાં ઘણાં પ્રાપ્રા મારયા પણ પદમસી શેઠના રાખેલા કાબની પઠાણ પેહેરેગીરોએ પરેમચદને બંગલાના કમપાઉન્ડમા જવા દીધા નહી, પરેમચદે ઘણીએ લાચ દેવા માડી તોપણ કાબલીયો સમજ્યા નહી તેથી પરેમચંદ તો લાચાર થઈ બાઇસીકલને હાથે ચલાવી પોતાના બોરીબંદરના બગલામા આવ્યા અને એકદમ સુરતમા અરજન્ટ ટેલીગ્રામ મણીગવરી ઉપર કરયો તેનો અદર નીચે મુજબ લખ્યુ.

| From | To |
|---|---|
| Bombay Boribandar | Surat Vadi of Minas |
| Your Brother | Dear Sister |
| Premchand Hirachad | Manigavri |

My Dear Sister Manigavri Come Here By First Train Because I Am Very Sick.

Signature
Premchand Hirachad.

મણીગવરીને પ્રેમચંદનો તાર મલવાથી એકદમ બારસો રૂપી આ ખરચી સ્પેસીયલ ટરેઈન તઇયાર કરાવી મુંબઈ જઇ પરેમચંદને મળી પરેમચંદે પોતાની હકીકત મણીગવરીને જાહેર કરી પછી મણીગવરીએ સુંદર સાથે બેનપણો બાધી પોતે સુંદરને બંગલે જવા લાગી અને સુંદર મણીગવરીને મળવા પરેમચંદને બંગલે આવવા લાગી અને પરેમચંદની અને સુંદરની એક બીજામાં હસ્તે મુખડે મીઠી મીઠી વાતો થવા લાગી એક દીવસે એવુ બન્યુ કે મણીગવરીના બાપનો સુરતથી કાગળ આવ્યો એટલે તે રાતની મેલમાં સુરત તરફ આવવા ઉપડી ને તેના લુગડા ભેગો સુંદરનો પરેમચંદને આપેલો રૂમાલ પણ બંધાઇ ગયો વલસાડ સ્ટેશને લુગડાની પોટલી ખોલતા તે રૂમાલ અંદરથી નીકળ્યો એટલે મણીગવરી તેને હાથમા લેઇને બેઠી સુરતના સ્ટેસને પોતે ફસ્ટકલાસ રીઝવરડ કંપારટમેન્ટમાથી નીચે પ્લાટ ફોમ ઉપર ઉતરી એટલામા અમદાવાદના શેઠ મોતીચદના પુત્ર વેલચંદ કે જે રંગ રૂપમા આખા અમદાવાદ શેહેરમા એક્કા ગણાતા હતા તેઓ સેલ કરવા સુરત આવેલા ને સુરત શેહેર જોઇ મુંબઇ જવા સારૂ સ્ટેસનપર આવેલા તેના ઉપર આશક થઇ મણીગવરીએ તે રૂમાલ વેલચંદ શેઠને હસ્તે મોઢે માથાપર ઓઢાડી દઇ પોતાની બગીમા બેસી મીનાસની વાડી તરફ રવાને થઇ અને વેલચંદ સેઠ અપમેલ ટરેઇનમા સ્વાર થઈ મુંબઇ તરફ રવાને થયા.

આ તરફ શું બન્યુ કે સુંદર મણીગવરીને મલવા પરેમચંદના બંગલામા દાખલ થઇ ને ટેબલ ઉપર પરેમચંદને ગેજેટ વાચતો જોઇને બોલી મારી બેનપણી મણીગવરી કયા છે આ વેણુ સાભલતાની સાથેજ પરેમચંદે તો તરત ગેજેટ હાથમાથી ટેબલપર મુ

ના દેઇ ખુરશીપરથી ઉભા થઇ સુંદરનો હાથ ઝાલી છત્રી પલંગપર લેઇ જઇ પરેમ રસ ચાખવાની તઇયારી કરે છે કે સુંદરે કહયું કે મારા હાથનો બનાવેલો રૂમાલ ક્યાં છે તે ભાવ પરેમચંદે ત માામ બંગલો હુહુડી કાડયો પણ રૂમાલનો પતો નહી લાગવાથી દીલગીર થઇને ઉભો રહયો સુંદર એકદમ ગુસ્સે થઇને બોલી કે તે મારો રૂમાલ તે કોઇ તારી રખાતને આપી દીધો હશે અરે પૂરૂષ જાતીનો શુ ભરોસો એક છોડી બીજી કરે બીજી છોડી ત્રીજી કરે માટે મારો રૂમાલ જયા સુધી તું નહી બતાવશે ત્યા સુધી મારા શરીરને તારો હાથ પણ અડવા દઇશ નહી અને જો મને અડશે તો હુ આતમઘાત કરીને મરીશ અને તારા માથે ખુનનો ચારજ આવશે એટલે ઇનડીયન પીનલ કોડની ૩૦૨ ક લમ મુજબ ગુનેગાર ઠરી ફાસીને માચડે તુ લટકી જાસે માટે બસ હવે મને તારા બંગલાપરથી જવાદે એમ કહી ગુસામાંને ગુ સામા સુંદર પોતાને બંગલે જતી રહી આ તરફ પરેમચંદ શેઠ તો સુધ બુધ ભુલી જઇ માદા થઈને પડયા શેઠના નોકરોએ જાણ્યું કે શેઠ માદા પડયા છે, એટલે મોટા મોટા ડાકટરો જેવાકે સીવીલ સરજન અને ચીફ મેડીકલ ઓફીસરોને તેડવા લાગ્યા ડાકટરો પરેમચંદ શેઠની નાડ જોઇ જોઇને દવાના સીસા ભરવા લાગયા અને પોતાના પોકીટો તર કરવા માડયા પણ પરેમચદનો તો સુંદરના પછાડી જીવજ ઘેલો થઈ ગયો ના રાતે નદ્રા આવે ના દહાડે ચેન પડે મનની વાત કોને કરે મનમાંજ મુજાઇ ને મરે.

વેલચંદ શેઠ એક દીવસે ક્રાફર્ડ મારકીટમા મેવો ખરીદવા ગયા ત્યા આગળ તેમની પાસેથી મણીગવરીનો આપેલો રૂમાલ પડી ગયો તે એક યુરોપીયન ગોરા કોનસ્ટેબલને મલ્યો તેણે ગવરમેન્ટ

કાઉન્સીલમાં રજુ કરયો ત્યાથી પંદર દીવસની મુદતના જાહેર નામા કાઢી શેહેરના દરેક લત્તા ઉપર ચોડવામા આવ્યા.

## જાહેર ખબર.

મુંબઈના મરવે લોકોને ખબર આપવામા આવે છે કે એક રૂમાલ જરીનો ભરેલો તેના ઉપર દુવો લખેલો યુરોપીયન ગોર, કોનસ્ટેબલ મી૰ જોનસ્ટેપર સાહેબને મલવાથી તેણે ગવરમેન્ટ કાઉન્સીલમા રજુ કરેલો છે માટે જે કોઇ તેનો ખરા ધણી તરી કે હક ધરાવતો હોય તો દીવસ પંદરની મુદતમા ઓમએ ગવરમેન્ટ, કાઉનસીલમા સીબીતી કરી આપી લેઇ જવો મુદત વીતે હકદ રનો હક રદ કરી જાહેર લીલામથી તે રૂમાલ હરાજ કરી તેના નાણા સરકારી તીજોરીમા જમે કરવામા આવશે.

પદર દીવસ વીતી ગયા પણ આ જાહેર નામાની બાતની ન વેલચદ શેઠને ખબર પડી ના પરેમચંદ શેઠને ખબર પડી જે દીવસે તે રૂમાલ લીલામ થવાની મુદત હોવાથી કીલ્લાના મેદાનમા વીલસન હોટલ નજીક તે રૂમાલ લીલામ થવા લાગ્યો એટલામાં વેલચદ શેઠ ફરવા નીકળેલા તો તે પણ ત્યા આવીને રૂમાલ ઓળખીને ઉભા રહ્યા અને પરેમચદ શેઠના એક નોકરે પરેમચંદને ખબર કરી કે આજે એક રૂમાલ લીલામ થાય છે તે જોવા તમામ મુબઇનો લોક ભેગા થયા છે. આ વાત સાભળતાની સા થેજ પરેમચદ શેઠ તો માદગી માદગી સરવે ભુલી જઇ તરત બાઈસીકલપર સવાર થઇ ત્યા જઇ રૂમાલ ઓળખી ઉભા રહ્યા આ તરફથી વેલચંદ શેઠ વધેછે ને આ તરફથી પરેમચંદ શેઠ વધેછે એમ કરતા કરતા પરેમચંદ શેઠે બે લાખ રૂપીઆમાં તે

રૂમાલ લીધો જેથી તમામ મુંબઇના લોક અજાએબ થઇ ગયા પછી પરેમચંદે પોતાને બંગલે આવી અગાસી ઉપર જઇ પતંગ ઉપર લખ્યું કે પ્રાણપ્યારી સુંદરને માલમ થાય કે તારો ખોવા એલો રૂમાલ જડયો છે માટે મેહેરબાની કરી મારે બંગલે પધારી તારા ચંદ્રમુખના દરશનનો લાભ આપી આભારી કરવા કૃપાવંત થસો પછી પતંગ ચડાવી સુંદરના બંગલાની અગાશીમા ગોત ખવાડી એટલે સુંદરે પતંગ ઉપર લખેલી બીના વાચી જવાબ લખ્યો કે એ પતંગની સાથેજ તે રૂમાલ પાછો મને પોહોચાડો તોજ મારા મનને ખાતરી થાસે અને હુ બચીત તમારે બગલે આવીસ એમ લખી સુંદરે પતંગ હવામાં છોડી દીધો ને પરેમચંદે પાછો ખેંચી લેઇ તે ઉપર સુંદરરે લખેલી બીના વાંચી રૂમાલ બાધી પૂરીને પેલો પતંગ ચડાવ્યો ને જેવી સુદરના બંગલાની અગાસીમા ગોત ખવાડવા જાએ છે કે સમળીએ ઉડતા ઉડતા તે રૂમાલને જડપ મારીને લેઇ ગઈ આ વાત જોઈ પરેમચદ પાછો ઘેલો બની પલંગ ઉપર આવી સુતો અને સુદરને પતંગ મારફતે રૂમાલ નહી મલવાથી તેણે જાણ્યું કે પરેમચંદે મને ઠગવા પતંગ ઉપર ખોટી બીના લખી હતી.

પછી એમ થયુ કે—

ધી બોમબે સ્ટીમ નેવીગસન કપનીની ઇસ્ટીમર નામે લીઝર વીલાયતથી મુંબાઇ આવી પહોચી તેમા કલકત્તાના બાબુ કીસોરી લાલ ના માંથાપર તે રૂમાલ સમળીના પંજામાથી જઇ પડયો કે તરતજ તે બાબુએ રૂમાલ જોઇ ખુશી થઇ ખીસામા મુકી સ્ટીમરપરથી કાઠે ઉતરી પાલવા બંદરની હોટલમાં મુકામ કરયો આ વાતની ખબર પરેમચંદ શેઠને પડી તેથી તેઓએ સોનેરી

રોલીન ચાલાકીથી દાદા રમજાનખાનને પચાસ હજાર રૂપીઆ આપી ને રૂમાલ મંગાવ્યો તેથી બાબુએ પોલીસમા ફરીયાદ કરવાથી પોલીસે બાતમી મેળવી પરેમચંદની જડતી લેઇ તે રૂમલના મુદ્દા માલ સાથે માજીસ્ત્રેટ આગળ રજુ કરયો કેશ ચાલતા ૪૧૧ કલમ પ્રમાણે પરેમચંદશેઠને છો માસની સખત મજુરી સાથે સજા કરી રૂમાલ બાબુ કીસોરી લાલને આપ્યો આ વાતની પરેમચંદના મામા લક્ષમીચંદને ખબર પડવાથી બે ગોર બેરોસટરોની મારફત હાઇ કોરટમાં અપીલ કરી ત્યા નામદાર જડજોએ પરેમચંદ શેઠને નીરદોષ ઠેરાવી સજા માફ કરી છોડી દેઇ રૂમાલ પરેમચંદને સોપ્યો અને બાબુ કીસોરીલાલને ખોટી ફરીઆદના સબંધમા સેકમન કાઢી કેશ ચલાવી બારમાસની સખત મજુરી સાથે સજા કરી પરેમચંદ જેવા જેલમાથી છુટયા તેવા વીચાર કરવા લાગ્યા કે હવે આપણે મુબઈ સુરત જેવા શેહેરો તજી સાધુ બની બીજે દેશ નીકળી જવું એમ ધારી એક ચીઠીમા પોતાની તમામ હકીકત લખી રૂમાલમા વીટી સુદરના બગલામા નાખી વડોદરા તરફ પરેમચદ સાધુને વેસે રવાને થયો

પરેમચંદ વડોદરે આવી સરવે સાધુઓ ભેગો મંદીરમા બેઠો ત્યા સરસુબા સાહેબ દરશન કરવા આવ્યા તેમની નજર પરેમચંદ ઉપર પડવાથી તેને પોતાને ઘેર તેડી જઇ તમામ વાત પુછી વાકેફ થઇ પોતાના પેટે દીકરો નહી હોવાથી દીકરા તરીકે રાખ્યો થોડાક દીવસમા પરેમચદભાઇ સરવે વાત ભુલી ગયા અને પાછો પાટ બદલી બાઇસીકલ ઉપર તમામ વડોદરા સેહેરમાં ફરવા લાગ્યા સુંદરને હાથ પેલો રૂમાલ અને ચીઠી જવાથી પોતાનો રૂમાલ ઓલખી ચીઠી માહેની હકીકત વાચી પરેમચદના દશ

કમા એ ભાન થઇ દરરોજ હાય પરેમ હાય પરેમ કરીને રડતી હતી એવામા પુનાવાલા શેઠ રતનચંદનો છોકરો નગીનદાસ કે જેણે સુંદર ઉપર આશક થઇ કુટણીને લગાડી રાખી હતી તે કુટણીએ પરેમચંદ સાથે મેળવવાની લાલચ બતાવી સુંદરને નગીનદાસને સોપી એટલે નગીનદાસે સુંદરને એક પેટીમાં પુરી તાલો મારી પોતે વડોદરાની ટીકીટ લેઇ આન્ટરોડ સ્ટેસનથી ગાડીમા બેઠો અને તે પેટીનો લગેજ પારસલ બનાવી બરેકમા મુકી વડોદરા સ્ટેશને નગીનદાસ ગાડીમાથી ઉતરી પેટી લેવા ગયો ત્યાં કસ્ટમ ઇન્સ્પેકટર મીસ્તર એડવીન સાહેબે કહ્યુ આ પેટી ખોલીને બતાવો તે વાસ ઘણી તકરાર થઇ આખર નગીનદાસને પેટી ખોલવા પડી અંદરથી સુંદર નીકળી તેને જોઈ મીસ્તર એડવીન સાહેબ આશક થઈ ગયા અને સોગન ખાઇ બેઠાક જો આ બઇરી મને નહીં મલશે તો હું ગોલી ખાઇને મરી જઇશ એવામા સુંદરની જેચંદ નામના શેઠ સાથે સગાઇ થઈ હતી તેમણે સુંદર નાશી ગયાના ખબર સાભળી મુબઇથી અમદાવાદ તપાસ કરવા જતા હતા તે પણ વડોદરે ઉતરી પડયા અને સુંદરને ઓલખી કહેવા લાગ્યા કે એ મારી બઇરી છે હવેસુંદર, નગીનદાસ, જેચંદ સેઠ, અને મી એડવીન કસ્ટમ પોલીસ ઈન્સ્પેકટર વચે મોટો ઝગડો પડયો જેના ખબર માહારાજાને પડતા તરત બધાને સરકારી મેહેલપર તેડાવી પુછ પરછ કરવા માડી છેલે દરજે માહારાજાએ મી. એડવીન સાહેબને હુકમ કરયો કે તમે એ સુંદરને ખુશીથી તમારે બગલે લેઈ જાઇ તમારી મડમ તરીકે રાખો મહારાજાની આ વાત સામળી જેવો મી. એડવીન સુંદરને પકડવા જાએ છે કે સુંદરે વીચારયું કે મારી પાછળ ખરાબ થઇ જનાર પરે

મચંદને નહી વરતા હું આ એક ખ્રીસ્તીયનને તાબે થઈશ તેની કરતા મરવુ બેહેતર છે એમ ધારી સરકારી મહેલના પાચમા માળાની બારીએથી મરી જવા ખાતર તેનુ નીચે પડવુ અને એવામા બાઈસીકલ ઉપર ફરવા નીકળેલા પરેમચદનું તે રસ્તેથી જવુ અને બારીએથી મરી જવા કુદીપડેલી સુંદરને ઓળખી લેઈ મોડુ ઉચું કરી હાથ પોહેળા કરી પગથી બાઈસીકલ ખુબ દબાવીને દોડાવી પડતી સુદરને બાઇશીકલ ઉપર બેઠા બેઠા પરેમચદે અધર એવી ઝીપી લીધી કે મોથી મોહ છાતીથી છાતી મળી ગઇ અને આશક માસુક એક બીજામા ચુબન કરતા ચાલ્યા એવામા પરેમચંદે ખુબ બાઇશીકલ ચાપીને દોડાવી બધા લોકો બુમ પાડવા લાગ્યા પકડો પકડો એ ચાલ્યા તે ચાલ્યા એવામા હજારો સીપાઇઓ અને અસવારો પકડવા દોડયા પણ પરેમચદનો પતો ના મળ્યો

અરે ભાઇઓ, કયા પદમની સુદર અને કયા બાઈસીકલ વાલો પરમચદ છેલ, એતો મનકુ સમજાવા બનાવ્યા છે ખેલ, કયા બોમ્બે પુના અને કયા સુરત બદર, કયા ગુજરાત અમદાવાદ અને કયા વડોદરા સેહેર આતો ટહાડા પોહોરના ઝપાટા, વાતોના સપાટા, જીભના તડાકા, મનના ભડાકા છે. સઉ સઉને મારગે પડો ધનધા રોજગારથી ધ્યાન ધારો, પરમેશ્વરને યાદ કરો એજ હમારો છેલ્લો છે કલામ ઈલાઈસાબના વાચો પરેમે સૌ સલામ

**સમાપ્ત.**

# જાહેર ખબર.

આપવામાં આવે છે જે ધણી ધણીયાણી નામનું હસાવતું પુસ્તક માસ એકમા બાહાર પડવાનુ છે તો આપ સાહેબ ખરીદ કરશો તેવી મને આશા છે આ પુસ્તક હસાવામાં ગુજરાત કાઠી યાવાડમા ફતેહમંદ બહુ નીવડેલુ છે. આ પુસ્તકમા જે હસવાની બાબત નાખી છે તેવુ પુસ્તક તમારા વાચવામા તથા જોવામા પણ નહીં આવ્યું હશે કારણ જે ગમે તેવો માણસ ઉદાશીથી ગમખાર બન્યો હોય પણ આ પુસ્તકનુ એક પાનુ વાચીને તેની ગમખારી ભુલી જાય છે. આપ સાહેબો એમ સમજશો કે ચોપડીવાળા પેટને અરથે આવી ખોટી જાહેર ખબર લખી લોકોને ઠગે છે પણ તેમ નહી આપ સાહેબો પઈસા દીધા આગમચ વાંચીને લેશો હાલમાં ચોપડીઓ બહુ નીકળી છે તેમા ઉપરનું નામ બહુ મીઠું અને અંદરથી પોલમપોલ એટલે ખરીદનારના પઇસા લુંટી લે છે. માટે સાહેબો કાઇ આ પુસ્તક તેવુ નથી આ પુસ્તક અમોએ વડોદરા માથી કોઇ વેચનાર પાસેથી લઇ વાચી જોયુ અને વાચતા અમને બહુ સારૂ લાગવાથી અમે છપાવાનો વીચાર કીધો આ પુસ્તક મુજે એવા વીચાર કે ગુસામા હશો તો તે ભુલી જશો માટે આપ સાહેબોએ પેહેલા ચોપડીનું એક પાનુ વચી જો તમોને એકજ પાનામા સ્પેશલ હસવું આવે તો ખરીદજો નીકર ચોપડી મૂકી ચાલી જજો વધારે લખતા આ પુસ્તક ભરાઈ જાય તેની કીમત એક આનો.

**બુકસેલર ભાવનગરી મુલચંદ નાનચંદ**

ઠેકાણું-બહારકોટ બંગડી બજાર

**પાસેથી મળશે.** રતનશી ખીમજીના માળા ।.

# દાંતનું મંજન.

દાંતનુ મંજનબહુ સારૂ ને સસતુ જો તમારે ખરીદ મરજી હોય તો અમારે નીચે શીરનામે લખી મોકલવું આ મં ગમે તેવા દાત દુખતા હોય કે કીડો કનડતો હોય તો આ મં બે દીવસ લગાડવાથી ફાયદો થાય છે. આજ કાલ મોટા નાટા વઇદો દાતનુ મંજન બનાવે છે આ ફલાણા વઇદનું મંજન બહુસારૂ છે બધારે કીંમત વાળું એટલે માણસને બહુ સારૂ લાગે કારણ જે તેની વધારે કીમત એટલે સારૂ હશે ને સારૂ હોય ને કીંમત ઓછી હોય તો અરે આમા તો કાંઇ નથી કારણ કે કીંમતથી હલકું છે માટે નોજ ગમે માટે મેહેરબાની કરીને એકવાર વાપરી ખાતરી કરશો મંજનની ડબીના કીમત અઢી આના અમારૂં મંજન અમારામાનવંતા

બુકસેલર ભાવનગરી મુલચંદ નાનચંદ

ઠેકાણું-બાગકોટ બંગડી બજાર

પાસેથી મળશે. રતનશી ખીમજીના માળામાં.